પ્રાચીન ઐતિહાસિક ચારિત્રમાળા—પોથી ૧ લી

# કિરાતાર્જુન.



પ્રસિદ્ધ કર્તા,
જુગલભાઈ મંગળરામ પંડ્યા,
મુ૦ ખંભાત.



અમદાવાદ
યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.



સંવત્ ૧૯૫૭. સને ૧૯૦૦.

# અર્પણ પત્રિકા.

સદા પરોપકારી ધર્મ ધુરંધર,—

રા. રા. મે. ભાઇશંકર નાનાભાઇ.

સોલિસિટર સાહેબ,

મુ૦ મુંબઇ.

પવિત્ર આર્યાવ્રતમા સનાતન હિન્દુ ધર્મની ઉન્નતિ ઇચ્છી, તેમા થઇ ગયેલા મહાનૂ, સત્યવાદી, સૂરવીર, જીતેન્દ્રીય, મહાત્મા જનોના પ્રગટ થનાર પરમ સંસ્કારી ચારિત્રોને ઉદાર વૃતિથી તન, મન, અને ધનથી આશ્રય આપી તેનો ફેલાવો થવા ઉત્સાહ ધરાવનાર આપ વિદ્વાન સાક્ષર સાહેબનેજ પ્રસિદ્ધ કર્તા આ પવિત્ર લઘુ પોથી ઘણા હર્ષથી અર્પણ કરે છે.

અનંત ચતુર્દશિ.
શનીવાર.
સંવત ૧૯૫૬

લી.
પ્રસિદ્ધ કર્તા.

## હવે પછી બહાર પડનાર ચારિત્રો.

| | |
|---|---|
| પરસુરામ | વામન અને બળી |
| રામચંદ્રજી. | પાંડવ |
| દતાત્રય. | પ્રલાદ |
| ભષ્માસુર વધ-મોહિની. | |
| કાર્તિકસ્વામિ. | |
| શંકરસ્વામિ. | |
| ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ. | |

પુસ્તક પ્રસારક કંપની.
ખંભાત.

# પ્રસ્તાવના.

સર્વ ધર્મોમાં આર્ય ધર્મ ઘણો પ્રાચીન અને મહત્તામાં શ્રેષ્ટ મનાયલો છે એોહોળો ફેલાવો પામેલા એવા આ પ્રાચીન ધર્મમાં મહાન તેજોમય પરાક્રમિ, સત્યવાદિ, શૂરવીર, શ્રેષ્ટકર્મોવાળા, મહાસમર્થ, જ્ઞાનથી નિપૂણ—મહાત્મા, યોદ્ધા અને દેવાંશિ પુરૂષો થઇ ગયેલા છે. જેમના યશસ્વિ કાર્યોની પ્રકાશમય કીર્તિ હજુ જગતમાં તાજીજ છે.

પરાપૂર્વથી ચાલતા આવેલા ઉપરના આપણા આર્યધર્મમાં ઉત્પન્ન થએલા પુરાણ પ્રસિદ્ધ પુરૂષોના યશસ્વિ, પવિત્ર-ચારિત્રોનું અધ્યયન એજ આ સંસારરૂપી સમુદ્રમાં ડોલતા મનુષરૂપ નાવને મુક્તિના સાધનરૂપ કીનારો બતાવનાર સુકાની છે. "મહાત્મા જનોનાં જીવન ચારિત્રોએ મનુષ્યની ઉન્નતિનું મુળ કારણ અને જીવન સુધારવાનુ સાધનછે."

પરતુ ઘણી દિલગીરીની વાત છે કે ઉપરના

મહા સમર્થ પુરૂષોના ચારિત્રો મહાન ગ્રંથોમાં પ્રવેશ થઇ રહેલાં હોવાથી તેમ તેવા મહાન ગ્રંથોની કિમ્મત ઘણી ભારી હોવાથી જોઇએ તેવો તેનો ફેલાવો નહિ થઇ શકવાથી ઘણાઓ તેવાં (મોટી કિમ્મતના) પુસ્તકો ખરીદવા શક્તિમાન થઇ શકતા નથી. અને તેથી કરીનેજ આપણા આ મહાન ધર્મમાં ઉત્પન્ન થયેલા યશસ્વિ નરોના ચારિત્રોનું અધ્યયન કરવા તેઓ પછાત પડેલા છે. અને તેઓ ધર્મનુ ખરૂં રહસ્ય તે ચારિત્રો સમજ્યા વિના નથી જાણી શકતા તેથી કરીનેજ આર્યધર્મની હાનીના ફણગાં પુષ્ટિ પામતાં જાયછે-ધર્મનો લય થતો જાયછે !!!

ઉપરની મોટામા મોટી ખોટ પુરીપાડવા આર્યધર્મમા ઉત્પન્ન થયેલા એવા પવિત્ર વિર-મહાત્મા, પુજનિય, પરાક્રમિ, દેવાંશિ, સત્યવાદિ, જીતેન્દ્રિય પુરૂષોના સંક્ષિપ્ત ચારિત્રોની લઘુ પોથીયો દરેક હિંદુ ધર્માભિમાની તેને ખરીદી શકે માટે અમો કમાવાની આશા ન રાખતાં ઘણીજ જુજ

હિમ્મત રાખી દર વખતે પ્રસિદ્ધ કરતા રહીશું આવા પવિત્ર અને ધર્મોત્તેજક કાર્યમાં દરેક હિન્દુધર્માભિમાની ગ્રહસ્થે આશ્રય આપવો એજ અમારી આ ઉત્તમ ધારણા બર લાવવાનું મુખ્ય સાધન છે.

સ્થંભતિર્થ.
ગણેશચતુર્થિ શુક્રવાર
સંવત ૧૯૫૬

પ્રસિદ્ધ કર્તા.

---

ॐ

तत् सत् परमात्मने नमः

# કિરાતાર્જુન.



પ્રાચીન ઐતિહાસિક આર્ય ગ્રથોમાં મુખ્ય એવા મહાભારત ગ્રથ વિષે જેના પ્રતાપી યશ પ્રકાશ પામી રહેલા છે એવા મહા પરાક્રમિ—યુધિષ્ઠિર, અર્જુન, ભીમસેન, નિકુળ, સહદેવઆદિ—પાંડવો જ્યારે દુર્યોધનાદિ કૌરવોથી દ્યુત રમવામાં પરાજય પામ્યા; ત્યારે તેમને દ્રૌપદિ સહ બારવર્ષ પર્યંત વનવાસ ભોગવવો પડયો. તે વખતે કૌરવોનું વૈર લેવા પુરૂપમાં સિંહરૂપ, મોહોટી ભુજાવાન અને મહાન તેજસ્વિ—મહાસમર્થ અર્જુને દેવતાઓનાં અસ્ત્રો (હથીયાર) મેળવવા

સ્વર્ગમા જવા નિશ્ચય કર્યો. અર્જુનનો આ નિશ્ચય જોઇ, ઇંદ્રે તપસ્વિનું રૂપ ધારણ કરી તેને રસ્તામાંજ દર્શન દીધાં અને તેની ધારણા સફળ થવા તેને કહ્યુ કે—હે! પાર્થ, તુ જ્યારે ત્રણ નેત્રવાન, ત્રિશુળ ધરનાર અને સર્વ ભૂતોના અધિપતિ મહાદેવજીને જોઇશ, ત્યારે હુ તને સર્વ દેવતાઓનાં અસ્ત્રો—હથીયાર—આપીશ, માટે તુ, તેના દર્શનની પ્રાપ્તિ થાય એવો ઉપાય કર; કારણ જેના દર્શને કરીને સિદ્ધ થએલો તું સ્વર્ગ પ્રત્યે આવીશ એ પ્રમાણે ઇંદ્રિ અર્જુનને કહી અંતરધ્યાન થયા.

ઇંદ્રના કહેવાથી મહાદેવજી ઉપર તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરીને મહાપરાક્રમિ એવો અર્જુન હિમાદ્રિ પર્વતના શિખર ઉપર ઘણા કાંટા, ફળ તથા પુષ્પોવાળા વૃક્ષો અને અનેક તરેહનાં પક્ષિયોવાળાં તથા સિદ્ધ અને ચારણોએ સેવન કરેલા વનમાં જવા સારૂ ત્યાંથી ચાલતો થયો તે વખતે આકાશમાં શંખાદિ વાજીંત્રોનો

શબ્દ થયો તથા પુષ્પોની વૃષ્ટિ થઈ અને ચો તરફ મેઘના સમુહ ચઢી આવ્યા હતા પછી અર્જુન, રસ્તામાં અનેક તરેહના વન તથા કિલ્લાઓનું ઉલંઘન કરી, હિમાદ્રિ પર્વતના શિખર ઉપરના વનમા આવીને અત્યંત શોભતો હતો, ને ત્યાં ફલ તથા પુષ્પોવાળાં અને જેમા સુદર પક્ષિયો શબ્દ કરતા હતા એવા વૃક્ષો તથા મોહોટી લેહેરો જેમાં ઉડતી હતી એવી, વૈદુર્યમણિ સરખા પ્રકાશ માન જલ વાળી, અને જેમા હંસ, કારંડવ તથા સારસાદિક પક્ષિયો શબ્દ કરતા હતા એવી નદીને જોઇને પ્રસન્ન થયો પછી તે, જ્યારે દર્ભના વસ્ત્રો, દંડ તથા કમંડલ, ધારણ કરીને ઉગ્ર તપ કરવા લાગ્યો, ત્યારે તેણે પ્રથમ માસને વિષે ત્રણ ત્રણ રાત્રિ ગયા પછી ચોથે દિવસે વૃક્ષોનાં ખરી પડેલાં સુકા પાનનો આહાર કરતાં એક માસ નિવૃત કર્યો પછી અર્જુને બીજા માસમાં છ છ દિવસ ઉપવાસ અને સાતમે દિવસે એક ફલનું ભોજન કરીને તે માસ નિવૃત કર્યો, ને ત્રીજા મહિનાને

વિષે પણ ચૌદ દિવસ પછી પંદરમે દિવસે તેમજ ફલ ખાઇને તે માસ વ્યતિત કર્યો પછી જ્યારે અર્જુનને તપશ્ચર્યા કરતા ચોથો માસ થયો, ત્યારે તેણે ઉંચા હાથ રાખી અને વાયુનુ ભક્ષણુ કરતાં પૃથ્વી ઉપર પગના અંગુઠાભેર ઉભા રહીને જ્યારે તપ કરવા માડયું, ત્યારે તે અર્જુનનૂ તેજ અત્યંત વૃદ્ધિ પામ્યું અને તેની જટા પણુ વિજળી તથા મેઘ સરખા શોભાયમાન થઈ હતી એ પ્રમાણે તપશ્ચર્યા કરનાર અર્જુનને જોઇને કેટલાક ઋષિયો, તેના તપની વાત કરવા સારૂ મહાદેવજીની પાસે જઇ તેને નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે હે શિવજી, હમણાં મોહોટા તેજવાળો અર્જુન, દિશાઓને ધુમાડારૂપ કરતા તપ કરે છે, વાસ્તે તેને શુ ઇચ્છા છે તે અમે કઈ જાણુતા નથી, પણુ તેના તપને લીધે અમો ઘણા તાપ પામીએ છીએ, માટે તમે તેને તપ કરવાથી નિવૃત કરો એ પ્રમાણે ઋષિઓનાં વચન સાંભળીને, પાર્વતીના પતિ શિવજીએ તેઓને કહ્યું કે હે આલસ્ય વગ-

રના ઋષિયો, તમારે અર્જુન સંબધી કંઈ ખેદ કરવો નહીં, ને તમે સૌ હર્ષ યુક્ત થઇને તમારા આશ્રમો પ્રત્યે જાઓ હે મોહોટી તપશ્ચર્યા કરનારાઓ, હું તેના મનમાં જે સકલ્પ છે, તે જાણું છું; તેને સ્વર્ગ, ઐશ્વર્યતા તથા આયુષ્યની ઈચ્છા નથી, પણ જેવી રીતે તેને ઈચ્છા હશે, તેવી રીતે તેની ઈચ્છા આજ પૂર્ણ કરીશ એ પ્રમાણે મહાદેવજીના વચન સાંભળીને, હર્ષયુક્ત મનવાળા સત્યવાદિ સર્વ ઋષિયો, જેવી રીતે આવ્યા હતા, તેવી રીતે પાછા પોતાના સ્થાનકો પ્રત્યે ગયા. તે ઋષિયો ગયા પછી, સર્વ જીવોના પાપ નાશ કરનાર તથા ત્રિશૂલ ધારણ કરનાર મહા સમર્થ મહાદેવજી, સુવર્ણના વૃક્ષ જેવુ ભિલ્લનુ સ્વરૂપ ધારણ કરવાથી મેરૂ પર્વત જેવા શોભાયમાન થઈ, હાથમા પરમ શ્રેષ્ટ ધનુષ તથા સર્પના મુખ સરખી આકૃતિ વાળા બાણો ગ્રહણ કરી, ભિલ્લડીનો વેષ ધારણ કરેલાં પાર્વતી, ભૂતાદિ પોતાના ગણો અને હજારો સ્રિયો સહિત થઇને, અર્જુનના આશ્રમ

પાસે આવ્યા; તે વખત તે સ્થાનક અત્યંત શોભતુ, ને જલના ઝરણાંનો તથા પક્ષિયોનો શબ્દ પણ બંધ થયો હતો. પછી જ્યારે મહાદેવજી, જેને હરેક પ્રરાક્રમ કરવામા કંઈ પણ શ્રમ ઉત્પન્ન થતો નહતો એવા અર્જુનની પાસે આવ્યા, તે વખત દનુ નામના દૈત્યનો પુત્ર મૂક નામે, વરાહનુ સ્વરૂપ ધારણ કરીને, અર્જુનને મારવાની ઇચ્છાથી તેની સામુ જોયા કરતો હતો પછી અર્જુને તેને જોઇને પોતાના હાથમા ગાંડીવ ધનુષ તથા બાણો લઇ અને ધનુષને સજ્જ કરી કહ્યુ કે તુ અપરાધ વગરના મને મારવાની ઇચ્છા કરે છે, માટે તેમને માર્યા પેહેલા હું તને મારીને યમલોક પ્રત્યે મોકલીશ. એ પ્રમાણે કહીને અર્જુન જ્યારે તેને મારવા તૈયાર થયો, તે વખત ભિલ્લનુ સ્વરૂપ ધારણ કરેલા મહાદેવજી તેને નિવારણ કરતા બોલ્યા કે હે અર્જુન, ઇંદ્રકીલ પર્વતના સરખી કાંતિવાળા આ વરાહની મેં પ્રથમ ઇચ્છા કરી છે. એ પ્રમાણે મહાદેવજીએ કહ્યુ તો પણ અર્જુને તેના વચનને

નહી ગણકારીને જે વખત તે વરાહની ઉપર બાણ મુક્યુ, તે વખત મહાદેવજીએ પણ તેજ વરાહ ઉપર ઈંદ્રના વજ્ર તથા અગ્નિ સરખું પ્રકાશમાન બાણ મુક્યું પછી એ બેઉના બાણો એકજ વખત મૂક દૈત્યના પર્વત સરખા દૃઢ અને મોહોટા શરીરને વિષે, જેમ પર્વત ઉપર વિજળી તથા ઇંદ્રનુ વજ્ર પડે, તેમ પડયા, ને તેને તેઓના બીજા પણ સર્પના મુખ સરખી આકૃતિવાળા ઘણા બાણો વાગ્યા, તેથી તે દૈત્ય વરાહનું સ્વરૂપ મૂકી દઈ ભયંકર રાક્ષસનુ સ્વરૂપ ધારણ કરીને મૃત્યુ પામ્યો ત્યારપછી અર્જુન, સુવર્ણ સરખા પ્રકાશમાન તથા સ્ત્રીયો સહિત ઉભેલા ભિલ્લરૂપ મહાદેવજીને જોઈ પોતાના મનમા પ્રસન્ન થઇને હસતા બોલ્યો કે અરે ! સ્ત્રીયોના ગણોથી વિંટાયલો તું મનુષ્ય વગરના આ વનમાં કોણ ફરે છે ? હે સુવર્ણ સરખી કાંતિ વાળા ! તુ, મહા ભયકર એવુ છે આ વન તેમા ભય પામતો નથી ? અરે ! મે પ્રથમ જે વરાહરૂપ રાક્ષસને બાણના લક્ષ્યમા ગ્રહણ કર્યો

હતો, તેને તેં શામાટે બાણુથી વિંધ્યો ? પણ તેં એ કામ પોતાની ઈચ્છાથી અથવા મને પરાભવ કરવા વાસ્તે કર્યું હશે, તો પણ તું મારી પાસેથી જીવતો જઈશ નહીં ! કારણ મૃગયા કરનાર પુરૂષોનો જેની ઉપર બીજા પુરૂષે પ્રહાર કરવાનો લક્ષ્ય કર્યો હોય તેની ઉપર પ્રહાર કરવો તે ધર્મ નથી ! પણ તેં તેવી રીતે કર્યું છે ! માટે હે પર્વતમાં રહેનાર ! હું આજ તને મૃત્યુની પ્રાપ્તિ કરીશ

એ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળીને, કિરાતરૂપ મહાદેવજી હસીને શ્રેષ્ટ વાણીથી બોલ્યા કે હે શૂરવીર, તારે આ વનમા મારા નિમિત્ત કંઈ ભય કરવો નહીં હે શ્રેષ્ટ, તેં સદૈવ વનમાં રહેનારા અમોને રહેવા લાયક તથા બીજાઓથી દુઃખે કરીને પણ ન રહી શકાય એવી આ પૃથ્વીને વિષે રહેવાની ઈચ્છા કેમ કરી છે ? કારણ કે હે તપોધન, અમે ઘણાં જાનવરોવાળાં આ સ્થાનકને વિષે રહિએ છીએ, પણ અગ્નિ સરખો પ્રકાશમાન, કોમળ અંગવાળો અને સુખ ભોગવવા લાયક તું, એકલો મનુષ્ય વગરના વનમાં કેમ રહ્યો છે ? અર્જુને

કહ્યું કે હું, મારૂં ગાંડીવ ધનુષ્ય તથા અગ્નિ સરખાં દેદિપ્યવાન નારાચ બાણોનો આશ્રય કરીને મહા ભયંકર આ વનમાં સ્વામિકાર્ત્તિકની પેઠે રહ્યો છું, ને મેં મને મારવાની ઈચ્છાથી વરાહનું સ્વરૂપ ધારણ કરીને આવેલા આ રાક્ષસનો નાશ કર્યો છે.

કિરાતરૂપ મહાદેવજી બોલ્યા કે મે, પ્રથમ એ વરાહને બાણોએ કરીને પ્રહાર કર્યો, તેથીજ તે મૃત્યુ પામીને સુતો છે. અને મેં તેને મારવાની ઇચ્છા કરી હતી તથા તેની ઉપર લક્ષ પણ કર્યો હતો અને તે, મારાજ પ્રહારે કરીને જીવવાથી નિવૃત પામ્યો છે! માટે પોતાના બળે કરીને ગર્વ યુક્ત તું, પોતાના દોષ બીજા ઉપર આરોપ કરે છે, વાસ્તે હે મંદબુદ્ધિવાળા મોહોટા દોષ યુક્ત તુમારી પાસેથી જીવતો જઈશ નહીં! હે મૂર્ખ! તું મારી સામે સ્થિર થઈને ઉભો રહે, ને હું આજ તારી ઉપર વજ્ર સરખાં બાણ મુકીશ. વાસ્તે તું પોતાના પરાક્રમથી યત્ન કરીને, મારી ઉપર બાણો મૂક!

એ પ્રમાણે ભિલ્લરૂપ શિવજીનાં વચન સાંભળીને ક્રોધયુક્ત થયેલા અર્જુને, પોતાના ધનુષમાં બાણો ભરીને તેને માર્યાં, ત્યારે મહાદેવજીએ તે બાણોને પોતાના ઉદાર મનથી ગૃહણકરીને, હેમદ, હેમંદ, એમ બોલતાં ફરીથી કહ્યું કે તું, મને વારંવાર મર્મસ્થળને ભેદ કરે એવાં નારાચ બાણોનો પ્રહાર કર, એ પ્રમાણે કહ્યું ત્યારે અર્જુનને તેની ઉપર બાણોનો વર્ષાદ વર્ષાવ્યો. પછી તેઓ પરસ્પર ક્રોધ પામીને, સર્પના મુખ સરખી આકૃતિવાળાં બાણો વારંવાર મારતા હતા, તેથી અત્યંત શોભતા હતા ત્યારપાછી અર્જુને કિરાતરૂપ શિવજીની ઉપર જે બાણોની વૃષ્ટિ કરી, તને તેણે ઉદાર મનથી પોતાના શરીર ઉપર ગૃહણ કરી, પણ જેનુ શરીર લગાર પણ ભેદ પામ્યું નહતુ એવા તે મહાદેવજી પર્વતની પેઠે બે ધટિકા પર્યંત સ્થિર થઈ ઉભા રહ્યા. ત્યારે અર્જુન, પોતાનાં બાણોનો વર્ષાદ નિષ્ફળ થયો તે જોઇ અત્યંત વિસ્મય પામીને તેને વખાણતાં બોલ્યો કે મેં, સૈદેવ

કોમળ અંગવાળો અને હિમાદ્રિ પર્વતના શિખર વિષે રહેનાર આ કિરાતની ઉપર ગાડીવ ધનુષમાં ભરીને બાણોનો વર્ષાદ કર્યો, પણ તેણે તેને કાંઇ ગણકાર્યા નહીં! માટે આ કોઇ દેવતા, સાક્ષાત્ રૂદ્ર, યક્ષ અથવા અસુર છે શું! કારણ આ પર્વતને વિશે દેવતાઓનો સમાગમ સદૈવ થાય છે! અરે! મારાં મૂકેલા હજારો બાણોના સમૂહને સહન કરવાને મહાદેવજી વિના કોઇ સમર્થ નથી! માટે જો આ મહાદેવજી નહી હોય અને કોઇ દેવતા અથવા યક્ષાદિ હશે તો હું તેને મારાં તીક્ષ્ણ બાણોએ કરીને યમલોક પ્રત્યે મોકલીશ.

એવી રીતે અર્જુને વિચાર કરીને હર્ષ યુક્ત રીતે શત્રુના મર્મ સ્થળને ભેદ કરે એવાં અસંખ્યાત નારાચબાણ, જેમ સૂર્ય પોતાના કિરણોને મૂકે, તેમ મુકયા, ત્યારે મહાદેવજીએ તેઓને જેમ પર્વત વરસાદની ધારાઓને સહન કરે તેમ સહન કર્યાં. પછી એ પ્રમાણે બાણોનો વર્ષાદ કરતા થોડીવાર થઇ ત્યારે કમી થઇ ગયાં હતાં બાણો જેનાં

એવો અર્જુન, પોતાના બાણોથી નહી ભેદ પામેલા મહાદેવજીને જોઈ મહા ભય યુક્ત થઇને, પુર્વે ખાં-ડવ વનમા જે અગ્નિએ કોઈ દિવસે ન ખુટે એવા બાણોના બે ભાથા આપ્યા હતા તેનું પોતાના હૃ-દયમા ચિન્તન કરતાં વિચાર કરવા લાગ્યો કે મારા બાણો નાશ પામી ગયાં, માટે હવે હું ધનુષમાં શુ ભરીને શત્રુ ઉપર મુકીશ ! અરે ! સર્વ મારાં બાણોને ગળી જનાર આ કોણ પુરૂષ છે ! પણ ચિંતા નહી, હવે હુ આ મારા ધનુષની કોટીથી એને પ્રહાર કરી. જેમ ત્રિશૂલના અગ્ર ભાગે ક-રીને પ્રહાર કરવાથી હસ્તિ નાશ પામે, તેમ નાશ કરીને યમલોક પ્રત્યે મોકલીશ.

ઉપર પ્રમાણે વિચાર કરીને અર્જુને જ્યારે તેને ધનુષની કોટીએ કરીને તથા પોતાની વજ્ર સ-રખી મુષ્ટિઓથી પ્રહાર કર્યાં. ત્યારે પર્વતમા રહે-નાર શિવજીએ તેના તે ધનુષ્યને ગ્રહણ કરી લીધુ પછી એ પ્રમાણે જેનુ ધનુષ્ય હરણ થઈ ગયું હતું એવા અર્જુને, યુદ્ધનો અંત આવે એવી

ઇચ્છાથી હાથમાં તલવાર લઇ તેની સામે દોડી જઇને મોટા બળથી તેના મસ્તકમા મારી; ત્યારે તે તલવાર તેના મસ્તકમા વાગવાથી નાશ પામી ગઇ, પણ તેને કંઇ પરાભવ થયો નહી. પછી તે જોઇને વિસ્મય થએલા અર્જુને, તેની ઉપર વૃક્ષો તથા શિલાઓનો પ્રહાર કર્યો પણ કિરાતરૂપ મહા સમર્થ શિવજીએ તે પ્રહારને પણ પોતાના શરીરપર સહન કર્યો. પછી જ્યારે મહા ક્રોધ યુક્ત થયેલા અર્જુને પોતાના હાથની મુષ્ટિયો વાળીને, ભિલ્લના સરખો વેશ ધારણ કરેલા મહાદેવજીને મારી. ત્યારે પરસ્પર યુદ્ધ કરતા તે મહાદેવજી તથા અર્જુનની મુષ્ટિયોનો મોહોટો અવાજ થતો હતો, તેઓનુ આ ઇંદ્ર તથા વૃત્રાસુરના સરખુ મહા ભયંકર યુદ્ધ ઘણીવાર સુધી થયુ પછી મહાબળવાન એવા અર્જુને કિરાતરૂપ શિવજીના વક્ષસ્થળમા મુષ્ટિયો મારી અને તેમણે પણ તેને મુષ્ટિયો મારી છેવટ પરસ્પર લડતાં તેઓ બાથંબાથપર આવીને છાતીમા છાતી ઘસતા હતા, જેથી ક-

રીને તેઓના શરીરમાંથી અગ્નિની જ્વાળા ઉત્પન્ન થતી હતી.

આખર ઉદ્વેગપણાની અર્જુનને પ્રાપ્તિ કરતા સ્વયંભુ શિવજીએ ક્રોધે કરી પોતાના હાથ તથા પગના પ્રહારથી પરાક્રમ રહિત કર્યો. તે વખત દેવતાના દેવ મહાદેવજીએ તેને ચાલવાની પણ શક્તિ રાખી નહતી એવા તે અર્જુનનું પીડા પામેલું શરીર ગોળા સરખુ થયું હતુ; તથા ઘણા પ્રકારે કરી સ્વાસોશ્વાસ તથા ચેષ્ટા રહિત થયેલો અર્જુન, પરાક્રમ રહીત પુરૂષની પેઠે પૃથ્વી ઉપર પડી ગયો પછી જ્યારે બે ઘટીકા વાર થઈ, ત્યારે જેનુ શરીર રૂધિરથી ખરડાયલું હતુ એવો તથા મહાદુખને પામેલો અર્જુન ચેતન પામીને પાછો ઉઠયો, ને તેને સર્વ જીવોને શરણ રહેવા લાયક મહાદેવજીની શરણે જવા સારૂ મૃતિકાનું સ્થંડિલ કરીને, ને પુષ્પોએ કરીને તેની પૂજા કરી, તે પુષ્પ કિરાતરૂપ મહાદેવજીના મસ્તક ઉપર પ્રાપ્ત થયાં, તે જોઇને હર્ષ પામેલો તથા સ્થિર ચિત્ત થયેલો અ-

ર્જુન, તે મહાદેવજી છે એમ માનીને. તેના પગ આ જઈ પડયો. તે વખત મહાદેવજી, ક્ષિણ થયુ હતું શરીર જેનુ એવા અને વિસ્મય જેને પ્રાપ્ત થયો હતો એવા અર્જુનને જોઇને મેઘ સરખી ગંભીર વાણિથી બોલ્યા કે હે અર્જુન, હુ, બીજા કોઇથી પણ ન થઈ શકે એવુ આ તારૂ મારી આરાધના રૂપ કર્મ તથા પરાક્રમ અને તારી ધૈર્યતા જોઇને ઘણો આનંદ પામ્યોછુ તારા સરખો ક્ષત્રિય બીજો કોઈ નથી કેવળ મારા તેજ તથા પરાક્રમની બરોબર તુજ છે, માટે હે મોટી ભુજાવાળા અર્જુન, હુ તારી ઉપર ઘણો પ્રસન્ન થયો છુ તેને તું જો, હવે હુ તને દિવ્યજ્ઞાન આપું તે સાંભળ—

હે મોહોટા નેત્રવાન, તું પૂર્વ જન્મમાં નર નામે ઋષિ છે, માટે યુદ્ધમાં સર્વ શત્રુઓને તથા કદી દેવતાઓ પ્રાપ્ત થશે, તો પણ તેઓને જીતીશ; કેમકે હું, તને પ્રસન્નતાથી કોઇએ પણ પાછુ ન વારી શકાય એવું મારૂ અસ્ત્ર આપીશ; કારણ મારા અસ્ત્રને ધારણ કરવા તુ સમર્થ છે

મહાદેવજીની આવી પ્રસન્ન વાણી સાંભળી અર્જુન પાર્વતી સહિત ઉભેલા તે શિવજીને ઘુંટણિએ બેસી અને મસ્તકે કરીને નમસ્કાર કરી સ્તુતિ કરી કે હે કૈલાસપતિ, સર્વ દેવતાઓના ઇશ ! હે ભગદેવતાના નેત્ર નાશ કરનાર, હે મહાદેવ ! હે નિલકંઠ ! હે જટાધારી, જગતની ઉત્પતિના કારણોથી જૂના તથા દેવતાઓના ગતિરૂપ મહાસમર્થ ત્ર્યંબક તમે છો તેને હું જાણું છું. હે શિવજી, આ સર્વ જગત તમારાથી ઉત્પન્ન થયેલું છે, ને તમે ત્રણ લોકમાં દેવતા, અસુરો તથા મનુષ્યોથી ન જીતાઓ એવા છો, માટે હે કલ્યાણરૂપ, વિષ્ણુ, શિવ, દક્ષના યજ્ઞને નાશ કરનાર, હરિરૂદ્ર, ત્રીલોચન, સર્વરૂપ, વ્યાપક, ત્રિશૂળી તથા શ્રેષ્ટ ધનુષને ધારણ કરનાર, સૂર્યરૂપ, શ્રેષ્ટકિરાતરૂપ અને જગતના કર્ત્તા તમને હું નમસ્કાર કરૂં છુ. હે મહા સમર્થ, સર્વ જગતના ઇશ્વર, ગણેશરૂપ, જગતની ઉત્પત્તિનું સ્થાન, જગતના કારણ જે તત્વો તેને પણ ઉત્પન્ન કરનાર

માયા તથા પુરૂષથી જૂદા બ્રહ્મરૂપ, સૂક્ષ્મરૂપ તથા સર્વના સંહાર કરનાર તમને પ્રસન્ન કરતાં કહુંછું કે હે મહા સમર્થ શંકર, હું તમારા દર્શનની ઇચ્છાથી તમોને પ્રિય એવા આ હિમાદ્રિ પર્વતને વિષે આવ્યો, પણ મે, સર્વ લોકને નમસ્કાર કરવા લાયક તમારી સાથે અજ્ઞાનપણાથી યુદ્ધ કર્યું તે તમારી શરણુ આવેલો એવો મારો અપરાધ તમો ક્ષમા કરો.

અર્જુનની ઉપર પ્રમાણેની સ્તુતિ સાંભળીને પ્રસન્ન થયેલા મહાસમર્થ વૃષભધ્વજ મહાદેવજી. પોતાની ભુજાઓથી અર્જુનને મળીને, સાંત્વના કરતાં ફરીથી કહેવા લાગ્યા કે હે અર્જુન, પૂર્વ દેહને વિષે નારાયણની સહાયતાવાન નર નામના તેં બદરિકાશ્રમમાં હજારો વર્ષ પર્યંત તપ કર્યું છે, માટે સર્વ કરતાં શ્રેષ્ટ તેજ તારામાં તથા પુરૂષોત્તમ રૂપ વિષ્ણુમાં છે, જે તમારા બેઉના તેજે કરીને, આ સર્વ જગત્ કલ્યાણને પામે છે. હે સમર્થ, પૂર્વે જ્યારે ઇંદ્રને ઇંદ્રાસન ઉપર રા-

જ્યાભિષેક થયો, ત્યારે તેં તથા વિષ્ણુએ મેઘ સરખો જેના ટંકારવનો શબ્દ હતો એવું ધનુષ ધારણ કરીને દૈત્યોને નાશ કર્યા છે, માટે હે સર્વ પુરૂષોમાં શ્રેષ્ટ, મેં, તારા જે ધનુષને મારી માયાએ કરીને ગૃહણ કર્યું છે, તે તું હાથમાં ધારણ કરવા લાયક છે, વાસ્તે તને પ્રાપ્ત થશે; ને તારાં જે બે ભાથામાંથી બાણો ખુટી ગયાં છે, તે પણ કોઇ દિવસ ન ખુટે એવાં તથા તારૂ શરીર પણ પીડા રહિત થશે. હે પાર્થ, હું, તારૂ સત્ય પરાક્રમ જોઇને ઘણો પ્રસન્ન થયોછું, માટે તને જે ઇચ્છા હોય તે મારી પાસે વરદાન માગ, કારણ પૃથ્વી તથા સ્વર્ગમાં તારા સરખો સ્વધર્મ નિષ્ટ ક્ષત્રિય કોઈ નથી. અર્જુને કહ્યું કે હે મહા સમર્થ વૃષભધ્વજ, જો તમે પ્રસન્ન થઇને મને ઇચ્છિત વરદાન આપતા હો, તો હુ, તમારૂ જે મહા ભયંકર પરાક્રમ વાળું અને પ્રલયકાળમાં સર્વ જગતનો સંહાર કરનાર પાશુપત નામનું અસ્ત્ર છે, તે લેવાની ઇચ્છા કરૂં છું, કારણ તે અસ્ત્રે કરીને,

જ્યારે મારૂં કર્ણ, ભીષ્મ, કૃપાચાર્ય, તથા દ્રોણાચાર્ય સાથે યુદ્ધ થશે, ત્યારે તમારી કૃપાથી જીતીસ તથા બીજા પણ યુદ્ધમાં દૈત્યો, રાક્ષસો, ભૂતો, પિશાચો, ગંધર્વો, અને સર્પોને પણ બાળી ભષ્મ કરીશ માટે તમે મને યુદ્ધમાં જેમાંથી હજારો ત્રિશુલો, મહા ભયકર ગદાઓ તથા સર્પના મુખ સરખી આકૃતિવાળા સેંકડો બાણો ઉત્પન્ન થાયછે, તે પાશુપતાસ્ત્ર આપીને જેમ હું, ભીષ્મ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને અમને નિરંતર કડવાં વચન કહેનાર કર્ણની સાથે યુદ્ધ કરી શકું તેમ કરો.

અર્જુનના ઉપરના નમ્ર વચનો સાંભળી મહાદેવજી બોલ્યા કે હે મહાસમર્થ અર્જુન, હુ તને મારૂ પાશુપતાસ્ત્ર આપીશ,. જેને ધારણ કરવા, મૂકવા તથા પાછુ વારી લેવાને ઇંદ્રિ, યમ, કુબેર તથા વરૂણ દેવતા સમર્થ નથી. તેને તુ ધારણ કરવામાં સમર્થ છે; પણ હે પાર્થ, તારે તે અસ્ત્ર કોઇ દિવસ અકસ્માત થોડા પરાક્રમ વાળા પુરૂષ ઉપર મુકવુ નહી, કેમકે તેમ મુક-

વાથી તે સર્વ જગતને નાશ કરે એમ છે કારણ તેનાથી ત્રણુલોકમા નાશ ન પામે એવુ કંઈ નથી.

એ પ્રમાણે મહાદેવજીના વચન સાંભળી અર્જુને પવિત્ર તથા સ્થિર ચિત્તવાન થઈ અને ઉતાવળથી તેની પાસે આવીને, પાશુપતાસ્ત્રની વિદ્યા ભણાવો એમ કહ્યું. પછી જ્યારે મહાદેવજીએ પાંડવોમાં શ્રેષ્ટ અર્જુનને રહસ્ય સહિત પશુપતાસ્ત્રની વિદ્યા શિખવી, ત્યારે સાક્ષાત્ મુર્ત્તિમાન કાળ સરખું તે અસ્ત્ર, જેમ મહાદેવજીની પાસે આવે, તેમ અર્જુનની પાસે પ્રાપ્ત થયું પછી જ્યારે અર્જુને પ્રીતિથી તેને ગૃહણ કર્યું ત્યારે પર્વતો, વનો, સમુદ્ર, દેશો, ગામો તથા શેહેરોવાળી સર્વ ભૂમિ ચળાયમાન થઈ હતી, તથા બીજા પણ અનેક તરેહના ઉત્પાત થયા હતા, ને હજારો શંખ, મોહોટી નોબતો તથા નગારાંઓના પણ અવાજ થયા હતા. પછી સર્વ દેવતાઓ તથા દૈત્યો એ મહાસમર્થ અર્જુનની પાસે મહા ભયંકર જાજવલ્યમાન તે અસ્ત્ર સાક્ષાત્ મૂતિમાન

થઇને પ્રાપ્ત થયું તેને દ્રષ્ટિથી જોયું હતુ ત્યાર પછી જ્યારે મહાદેવજીએ અર્જુનને તુ સ્વર્ગ પ્રત્યે જા, એમ આજ્ઞા કરી, ત્યારે તેણે તેને મસ્તકે કરીને નમસ્કાર કરી, હાથજોડી તેની સામું જોઈ રાખ્યું હતું, તે વખત મહાસમર્થ, સ્વર્ગમાં રેહેનાર સર્વ દેવતાઓને વશ કરનાર મોહોટી મતિવાળા, કલ્યાણરૂપ અને પાર્વતીના પતિ મહાદેવજીએ, પુરૂષમાં શ્રેષ્ટ અર્જુનને દૈત્યો તથા પિશાચોને નાશ કરનાર ગાંડીવ ધનુષ્ય પાછું આપ્યું. પછી પાર્વતી સહિત મહાદેવજી, સફેત તલાટી, સપાટ જમીન તથા ગુફા હતી જેની એવા અને પક્ષિયો તથા ઋષિઓએ સેવન કરેલા હિમાદ્રિ પર્વતનો ત્યાગ કરીને, પુરૂષ શ્રેષ્ટ અર્જુનને જોતાં આકાશ તરફ જવા તૈયાર થયા.

ત્રિશૂળ ધારણ કરનાર, વૃષભધ્વજ મહાદેવજી અર્જુનને જોતા, જેમ સૂર્ય લોકને જોતાં અંતરધ્યાન થાયછે, તેમ અતર્ધ્યાન થઇને પોતાના સ્થાનક પ્રત્યે ગયા. ત્યારપછી અર્જુનને કુબેર આદિ

દેવ દાનવોએ આવી વરદાંન આપ્યાં અને ઇંદ્રાદિ દેવતા પ્રસન્ન થવાથી તે દેવલોકમાં ગયો અને ત્યાંથી તે દેવતાઓના અસ્ત્ર અને ગાંડીવાદિ ધનુષ્ય અને બીજાં કેટલાંક વરદાન પામી શદા શિવની કૃપાથી પાછો ફર્યો.

આ જગદ્ વિખ્યાત કિરાત અને અર્જુનની કથા સાંભળનાર તથા સંભળાવનાર બંનેપર મહાદેવજી પ્રસન્ન થઈ તેમની મનકામના સફળ કરેછે જેનાથી અંતે મોક્ષ ધામનું સુખ મળે છે.


ઇતિ શ્રી કિરાતાર્જુનિય કથા ભાગ સપૂર્ણ શિવ પ્રસન્નોસ્તુ તથાસ્તુ !!!


સમાપ્ત.

## શ્રી

# ખંભાત પુસ્તક પ્રસારક કંપનીમાં મળતાં વાંચવા લાયક પુસ્તકો.

---

**ખંભાત શહેરનો ઇતિહાસ**—આ પુસ્તકમાં પ્રાચીન, અર્વાચીન અને દંત કથા સાથ ઘણી જાણુવા જોગ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જે વાંચવાથી આ શહેર કેટલું પુરાતની છે તે સ્પષ્ટ સમજાશે જેને માટે ઘણા સારા અભિપ્રાયો મળેલ છે. કિમ્મત દસ આના.

**વિર રમણિ**—સૂરાતનથી પતિવ્રતપણુ સાચ સતિ ગૌરવમાં પોતાનું નામ અમર ગએલી મેવાડ વિગેરે ભૂમિની બહાદુર વિરાંગનાઓના પરાક્રમોનો સંક્ષીપ્ત હેવાલ